भक्ति ] ॥ श्रीगुरवेनमः ॥ [ ज्ञान

एकंसत्विप्राबहुधावदन्ति ।

# भक्ति-पुष्पाञ्जलि

## प्रथम पुष्प.

हरिनो मारग छे शूरानो
नहि कायरनुं काम जोने
—:प्रितम

॥ तत्कुरुष्व मदर्पणम् ॥
—: श्रीकृष्ण :—

प्रकाशक.
गल परमानंद भजन मंडळ तरफथी
थापक:—रणछोडलाल हरिलाल भट्ट
रायपुर, अमदावाद.

मुद्रक:—पुरुषोत्तमदास शंकरदास
" मुद्रणालय ' फर्नान्डीझ ब्रीज, अमदावाद.

वृत्ति प्रत २००० सने १९२८

मूल्य ०-१-०

# सब घरमें तूं है.

કિસ ઘરમેં તુઝકો ઢુંઢું સબ ઘરમેં તૂં હૈ તૂં હૈ,
મસ્જિદ હૈ દુ ગાદા હૈ, દિયે હે રંગ ગુલે હે–કિસ૦
હૈ બેમિશાલ તુઝકો, કૈસે મિશાલ દઉં મેં,
સૂરત હૈ તેરી સબમેં, સબ સૂરતોં મેં તૂં હૈ તૂં હૈ–કિસ૦
અય કમલે વાલે સાંઇ, જરા મુખડા બતાદે,
મેરી યેહિ આરજુ હૈ, મેરી જુસ્તે જુ હૈ–કિસ૦
ફરમાયે થે ઉરલ્લહક્ક, કહતે થે વો અનલ્લહક્ક,
માયલ જભી સમ્હાલો, વોહિ જુસ્તે જુ હૈ–કિસ૦

---

**આભાર-દર્શન:**–આ મંડળના સભ્ય શા. હીરાલાલ મોહનલાલ શાહે ચાલુ વર્ષમા મંડળના સેવા કાર્યમાં જે અગત્યનો ભાગ દીધો છે તે ખાતે મંડળ તેમનો આભાર માને છે.

— ॐ गुरुजी —

# निवेदन.

આજ લગભગ પાંચેક વર્ષ થયાં ખેડા નિવાસી પૂજ્ય શ્રી પરમાનંદજી મહારાજ સંસ્થાપિત શ્રી પાગલ ભજન મંડળ નામનું આ મંડળ અસ્તિત્વમાં આવ્યું છે. મંડળના સભ્યોની સંખ્યામાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતી રહી છે. લગભગ એક વર્ષથી મંડળના એક સભ્ય રા. શંકરલાલ હરિલાલ ભટ્ટે મંડળને ભજન કરવા માટે પોતાના રાયપુર ચકલામાં આવેલા મકાનનો મેડો વાપરવા આપ્યો છે, ત્યારથી મંડળ નિયમિત અને વ્યવસ્થિત રીતે એકત્ર થઇ ભજનાનંદનો લાભ લે છે. મંડળમાં ધર્માનુજનો [illegible] થઇ શકે છે. આત્મ કલ્યાણ સાથે ભક્તિ-જ્ઞાન પ્રચાર વગર આ મંડળનો બીજો ઉદ્દેશ નથી. મંડળના સભ્યો પ્રત્યેક શનિવારે મળી ભજન કરે છે. તેમાં ધૂપ-દીપ નૈવેદ્ય આદિ આવશ્યક ખર્ચને પહોંચી વળવા માત્ર માસિક ૦-[illegible]-૦ ફી રાખી છે. ફી ન આપનાર પણ દાખલ થઇ શકે છે, અને સારી રીતે ભાગ લઇ શકે છે. અદ્યાપિ મંડળે કંઇ એવી બચત કરી નથી, પરન્તુ આ વર્ષે મંડળના એક ઉત્સાહી સભ્યે પોતાના મંડળ તરફના મમત્વને લઇને એક સારી જેવી રકમ મંડળને અર્પણ કરવાથી

આ પુષ્પાંજલી પ્રકટ કરવાનો શુભ યોગ પ્રાપ્ત થયો છે. અનુકૂળતાએ પ્રકટ અને અપ્રકટ એવાં સારાં ભજનોનો મોટો સંગ્રહ કેવળ સસ્તા મૂલે કોઇ આર્થિક સહાય કરનાર સજ્જન મળી આવેથી પ્રકટ કરવાનો ઇરાદો છે. ભાવિક જનો આ મંડળનો લાભ લઇ શકે છે અને આપી શકે છે. શ્રીપાગલમંડળની પ્રારંભ પ્રાર્થના, ભજનો અને અંતિમ થાળ આરતી ઉપરાંત શ્રીરામકૃષ્ણસેવાસમિતીમાં થતાં થોડાંક ભજનોનો પણ આમાં સમાવેશ થયો છે.

| | |
|---|---|
| સંવત્ ૧૯૮૪<br>આષાઢ શ્રી ગુરૂપૂર્ણિમા | सेवक<br>**रामप्रसाद अचरतलाल दवे**<br>मंत्री:-" **श्री पागलमंडल.** "<br>**अमदावाद.** |

## समर्पण

**— श्री गुरुदेवने चरणे —**

विनित

श्रीपागलमंडल—**अमदावाद.**

ॐ

# प्रारंभ-प्रार्थना

वक्रतुण्ड महाकाय कोटि सूर्य समप्रभ ।
निर्विघ्नं कुरुमेदेव सर्व कार्येषु सर्वदा ॥१॥
अखंड मंडलाकारं व्याप्तं येन चराचरम् ।
तत्पदं दर्शितं येन तस्मै श्री गुरवेनमः ॥२॥
गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्री गुरवे नमः ॥३॥
शंकरं शंकराचार्यं केशवं बादरायणं ।
सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुनः पुनः ॥४॥
अज्ञान तिमिरान्धस्य ज्ञानांजनशलाकया: ।
चक्षुरुन्मिलितं येन तस्मै श्री गुरवेनमः ॥५॥
यं ब्रह्मा वरुणेन्द्र रुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवै ॥
वेदैः सांग पदक्रमोपनिपदै गीयन्तियं सामगाः ।
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनोः।
यस्यान्तं न विदुःसुरासुरगणा देवाय तस्मै नमः॥६॥

ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञान मुर्तिम् ।
द्वंद्वातितं गगन सदृशं तत्त्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधि साक्षिभूतम् ।
भावातितं त्रिगुण रहितं सद्गुरु तं नमामि ॥७॥
शान्ताकारं भूजगशयनं पद्मनाभं सुरेशं ।
विश्वाधारं गगनसदृशं मेघवर्ण शुभांगम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानिगम्यं ।
वन्दे विष्णुं भवभय हरं सर्वलोकैकनाथम् ॥८॥
न त्वहं कामये राज्यं न स्वर्गं ना पुनर्भवम् ।
कामये दुःख तप्तानां प्राणिनामार्तिनाशनम् ॥९॥
स्वस्ति प्रजाभ्यः परिपालयन्तां ।
न्याय्येन मार्गेण महीं महिशाः ॥
गोब्राह्मणेभ्य शुभमस्तु नित्यं ।
लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥१०॥
नमस्ते सते ते जगत् कारणाय ।
नमस्ते चिते सर्वलोकाश्रयाय ॥
नमोऽद्वैत तत्त्वाय मुक्ति प्रदाय ॥
नमो ब्रह्मणे व्यापिने शाश्वताय ॥११॥

त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं ।
त्वमेकं जगत् पालकं स्वप्रकाशं ॥
त्वमेकं जगत् कर्तृ पातृ प्रहर्तु ॥
त्वमेकं परं निश्चलं निर्विकल्पं ॥१२॥
वयं त्वां स्मरामो वयं त्वां भजामो ।
वयं त्वां जगत् साक्षिरुपं नमामः ॥
सदेकं निधानं निरालंबमीशं ।
भवाम्भोधिपोतं शरण्यं व्रजामः ॥१३॥
वंशि विभूषित करा नवनिल दाभात् ।
पिताम्बरादरुणबिंब फलाधरोष्ठात् ॥
पूर्णेन्दु सुन्दरमुखादरविन्द नेत्रात् ।
कृष्णात् परं किमपि तत्त्वमहं न जाने ॥१४॥
अद्वैत साम्राज्य पदाधिरूढाः ।
स्तृणि कृताऽखंडल वैभवाश्च ॥
हटेन केनापि वयं शठने ।
दासि कृता गोप वधू विटेन ॥१५॥
कृष्ण मे नमवेहित्वम् आत्मानमखिलात्मनाम् ।
जगद्धिताय सोप्यत्र देहिवा भाति मायया ॥१६॥

अहोभाग्य महोभाग्यम् नंदगोप व्रजौकसाम् ।
यन्मित्रं परमानंदम् पूर्ण ब्रह्म सनातनम् ॥१७॥

ॐ सहनाववतु । सह नौभूनक्तु । सह वीर्यं
करवावहै । तेजस्विनावधितमस्तु । मा विद्विषा
वहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमया
मृत्योर्माऽमृतं गमय ॥ ॐ शान्तिः ॥

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वेसन्तु निरामयाः ।
सर्वेभद्राणि पश्यन्तु माकश्चित् दुःखमाप्नुयात् ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्य ते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः



૧

જય જય ગુરુ મહારાજ ગુરુ,
જય જય પર બ્રહ્મ સદ્‌ગુરુ (૨) ટેક
ચારી મુક્તિ દાયક દાતા,
ઉદાર કલ્પતરૂ—જય જય૦
અલક્ષ્ય, અરૂપ, અનામ, અદ્વય,
અંશે પરાત્પરૂ—જય જય૦
સદ્‌ગુરુ નારાયણ શરણાંગત,
રાખવ કરુણા કરૂ—જય જય૦

---

૨

જય જય દત્તરાજ યોગી, જય જય મહારાજ યોગી,
ઝોલી શ્રંગી કંથા ઝોળી, બિભૂત લગાયા તનપેં, (૨)
કોટિ ચંદ્રકા તેજ ઝલકત હૈ, ચલત અપની ગતમેં-જય જય૦
શંખ ચક્ર અરૂ ત્રિશુલ બિરાજે, ગલે બડી બનમાલા,
યોગદંડ અવધૂત દિગંબર, બનારસ રહેનેવાલા-જય જય૦
કૃપા કરો હમ દીન રંક હૈ, લે જાઓ અપની માયા,
મહાદેવ સુત ધ્યાન ધરત જબ,
તબહિ દર્શન પાયા-જય જય૦

---

૩

વન્દે પ્રભુ જય ગોપાલ (૨)
સમ્પૂટ કર વિનત ભાલ. વન્દે વિભુવર દયાલ–વન્દે૦

સદય સાધુ સુજનપાલ, ખલદલનાશક કરાલ,
ઉજ્વલ ઉત્તમ પવિત્ર, સુંદર સુખમય રસાલ,
વન્દે પ્રભુ જય ગોપાલ!
સમ્પૂટ કર વિનત ભાલ–વન્દે૦

હે સમર્થ પ્રણતપાલ, હર તું દુઃખ દુરિત જાલ,
નિર્મલ નિરલસ ગમ્ભીર. કર નિર્ભય ઉર વિશાલ,
જય જય જય નંદલાલ,
સમ્પૂટ કર વિનત ભાલ–વન્દે૦

---

૪

શંકર મહાદેવ દેવ સેવક સબ જાકે,
સેવક સબ જાકે લાલ, નોકર હમ વાકે–શંકર૦
લટપટ લપટ જાત બાલ, ઓઢત તન જરત ખાલ,
રૂંઢમાલ ચંદ્રભાલ, દગ વિશાલ જાકે–શંકર૦
ભસ્મિ અંગ શિશગંગ. બાહન અતિ બલ પ્રચંડ,
ગારિજા અર્ધંગ સંગ, રૂંઢ--માલ જાકે–શંકર૦
ડમરૂ ઉપર ધ્યાન ધરત, દાનવ કુલ પ્રાન હરત.
ઐસે પ્રભુ ભેખ ધરત, નિલકંઠ જાકે–શંકર૦

પાવત નહિ પાર શેષ, મુનિ ધ્યાવત સુરી નરેશ,
નારદ મુનિ ધ્યાન ધરત, બ્રહ્માદિક જાકે-શંકર૦
તાનસેન અતિ અનુપ, નિરખત શંકરકો રૂપ,
બારૂ કોટિક ભૂપ, ચરનન પર જાકે-શંકર૦

---

૫

સદ્‌ગુરૂ મળીયા સોહાગી,
મૈયા મેરા મનવા ભયો વેરાગી.

સંસાર વહેવાર મુને સરવે વિસરીયું,
આજે મ્હેં તો મોહ મમતા સર્વે ત્યાગીરે-મૈયા૦

કામ ધામ મુને કડવાંરે લાગે,
આજે મારી લય તો ભજન માંહે લાગીરે-મૈયા૦

ભોજનીયાં ન ભાવે નેણે નિંદ્રા ન આવે,
આજે મ્હેં તો જુગતે જ્યોતિ જોઇ જાગીરે-મૈયા૦

મંત્ર સજીવન મ્હેં તો શ્રવણે સુણ્યા,
આજે મોહે મોરલી મધુરી વાજીરે-મૈયા૦

ખેમભાણ રવિરામ સદ્‌ગુરૂ મળીયા,
આજે મ્હેં તો મુક્તિ ચરણોની માગીરે-મૈયા૦

---

૬

ક્યારે કહો ગુરુરાજ દર્શન રૂડાં હું અજ્ઞને આપશો ?
ક્યારે કહો અમ રંકનાં પ્રભુ તમે ભવ બંધનો કાપશો ?
ક્યારે કહો અમ શિર્ષ દિવ્ય કર હે સ્વામી તમે સ્થાપશો ?
યાચું શું પ્રભુ આજ લોક ઉભયે: શ્રીચર્ણમાં રાખશો.

---

૭

વિભવ વાંછના આ વિશ્વની ભૂલાવો–રે રાજ આવો૦
વિભુ મોહ મમત માયા વિસરાવો–રે રાજ આવો૦
નાથ ! નિમંત્રણ અજ્ઞનાં સ્વીકારી,
દયા ભિક્ષુ આ દાસ ઉર ધારી,
પરમ સિદ્ધિ નિજ હૃદયક્ષેત્ર વાવો–રે રાજ આવો૦
હૃદયકમળ માંહે વાસ કરો સ્વામી,
જેથી ક્ષણુમાં ભવ રોગ જાય વામી,
વારી જાઉં શ્યામ બિરૂદ બતલાવો–રે રાજ આવો૦
શું સંબોધું હો નાથ બહુનામી,
અષ્ટ પ્રહર રહે વૃત્તિ વિરામી,
તવ પાદ પદ્મમાં મુને સમાવો–રે રાજ આવો૦
થશે ક્યારે કહો નાથ ! પુનિત સ્વારી ?
પ્રભુ અભય વરદ કર શિરે પ્રસારી,
લેવરાવો દિવ્ય દર્શનનો લ્હાવો–રે રાજ આવો૦

૧૧ ૧૪૨૨૯

પ્રભો! માત તાત ભાઈ ભગિની આદિ,
સુતા, સુત, સ્ત્રી એ સુખનાં છે સાથી,
મૃત્યુ થાતાં કાંઈ આંસુડાં વહાવો-રે રાજ આવો૦

---

૮

રાખો શરણમાં આજ શ્રીગુરૂરાજ ઉભો આંગણે,
રાખો શરણમાં આજ શ્રીવ્રજરાજ ઉભો આંગણે.
સ્વામી ન જાણું સેવ, ભક્તિ યોગ પણ જાણું નહિ,
જાણી તમારા નામનો મહિમા ઉભો છું બારણે-રાખો૦
દીન દાસ જાણો ખાસ જોશો દોષનો ના કોષ હાં,
મદ મોહ માયા લોભ મત્સર ને મમત્વ વિદારણે-રાખો૦
શે કામ ક્રોધ તજાય નિરહંકાર વૃત્તિ ઉદ્ભવે,
નિષ્કામ સેવા થાય એ શુભ યોગ પ્રાપ્તિ કારણે-રાખો૦
ઉપદેશ કરવાનો મને હક્ક આપશો ના શ્રીહરિ,
ગ્રાહક અને પૂજક રહું ગુણ-જ્ઞાનનો છેલ્લી ક્ષણે-રાખો૦
કોના ન જોઉં દોષ સહુમાં આપને નિરખી રહું,
એવું કરો અંજન નયનમાં નાથ! તો જઉં વારણે-રાખો૦
નિન્દા સ્તુતિ દિલને ડગાવે શ્યામ ના ક્ષણભર કદિ,
પાછો પડું પરમેશના અણુ શાન્તિ ધીરજ ધારણે-રાખો૦
ઝીલવા જગતના ઘા ઘટિત સામર્થ્ય શ્રીધર આપજો,
સાચો ક્ષમાગુણ આપો ભગવત એક આત્મોધ્ધારણે-રાખો૦

પરધન અને પરનારની પડછાંયના ઉભો રહું,
એવી મતિ માગું હું નિજ કલ્યાણ સાધન કારણે-રાખો૦

કય્હારનો ઉભોછું કેશવ! કંઇક તો કરૂણા કરો!
મ્હારો કહી કર રહાઓ શ્રીરણછોડ ભવભય હારણે-રાખો૦

કહેતાં શરમ નાવી ગીતામાં જાઓ મોહન કંઇ જરી,
ખેંચાઉં હું મમ ભક્તથી કાચા સુતરને તાંતણે-રાખો૦

---

૯

સદા જ્યાં અહં-બ્રહ્મનાં ગાન ગાજે.
ગુરૂ ભકિત માંહી, રમે ચિત્ત જેનાં,
સહસ્રા વર્ષે ધન્ય છે, ભાગ્ય તેનાં,
ગુરુ ભકિતની જેમને જાગી મસ્તી,
મહા મસ્ત રહે તેમનો ચિત્ત હસ્તિ,
કરે શાદને વ્યર્થ બીજાં વિધાનો
જગે સિદ્ધિ અર્થે ગુરુ ભકિત માનો,
ગુરુ ભકતને તુચ્છ ગિરિમા લઘિમા,
ગુરુ ભકતનો કોણ ગાશે મહિમા,
બીજાં સર્વ પ્રાપ્તવ્યને ભુલીજા તું,
ગુરુ-કિર્તનો નિત્ય ગા ભાઇ ગા તું.

---

૧૦

ગુરુનો સદૈવ જય જય કાર,
મન તું અહોરાત્ર લલકાર—ટેક.

જેને સ્મરતાં સહજ સધાતા,
પરમાર્થને વ્યવહાર,
જે ગુરુના અનુગ્રહથી થાતો,
સ્વરૂપ સાક્ષાત્કાર—ગુરુનો૦

જેની છાયા છત્ર નીચે જીવ,
શાંતિ અચળ લેનાર,
અશરણુ શરણુ, અબળના બળ રૂપ,
શિષ્યગણુ તારણહાર—ગુરુનો૦

સ્વયં પ્રકાશ સ્વરૂપ જે જીવનું,
હ્રદય ધ્વાંત હરનાર,
પ્રસન્ન થાવામાં ભાકત વિણુ,
જે ન કશું જોનાર—ગુરુનો૦

સદ્‌ગુરુ સમ સંસારે સુદૃઢ,
નાવ નથી મળનાર,
જેના સબળાશ્રયથી જીવ આ,
નિર્ભય ઉતરે પાર—ગુરુનો૦

ગુરુ ગુણુ ગાતાં હ્રદય ન હલમલ્યું
જીવતરને ધિક્કાર,
પ્રેમાનંદ સદ્‌ગુરુ સંસારે,
થયા ન કો થાનાર—ગુરુનો૦

૧૧

ડહાપણ તારૂં જાણ્યુંરે, ડાહ્યા તું ડાહ્યો થા માં. (ટેક)
જ્ઞાન સુધારસ મુકી મુખમાં, માયા વિષ્ટા ચ્હામાં-ડહાપણ૦
રંગ રાગથી રીઝે ઘડીમાં, ઘડી વિરાગે ઝુઝે,
તાણાતાણથી પાપિ ચેતન, રઘવાયો તું ધા માં-ડહાપણ૦
ચેતન જાણે ચડું ગગનમાં, મન પકડી પટકે છે,
ધીરે ધીરે સાધ સાધના, આંબા લાડુ ખા માં-ડહાપણ૦
ચેત ચતુરનરનાથ ચરણધર, આડા અવળા જા માં,
દીનબન્ધુમાં રાખ્ય ભરોસા, ખાલી ખાસડાં ખા માં-ડહાપણ૦
મનજીમિત્ર ઘડી માફ રાખ્યને, બાપ પગે પડી વિનવું,
છોડય નાડયને હવે અનાડી, પાતક પ્યારો પા માં-ડહાપણ૦
ધાન્ય ધરાને ધનજન રમણી, ભલા ભલાએ મુકી,
તારી ગતિ તું લેને સુધારી, જીવ બીજામાં પ્રે માં-ડહાપણ૦
અલખ નિરંજન ચિદ્ઘન સંગી, ચેતન આત્મારામી,
ગુરૂગંગા તજી પાપે ડૂબી, વૈતરણીમાં ન્હા માં-ડહાપણ૦

---

૧૨

નથી મુક્તિ થતી કદિ જ્ઞાન વિના,
જ્ઞાન વિના જ્ઞાનવાન વિના-નથી. ટેક
રજ તમ મળ છુટવા નથી કલ્પે,
તત્વ નદિમાં સ્નાન વિના-નથી૦

જન્મ મરણ સહેજે નથી ટળવું,
જ્ઞાનામૃતના પાન વિના—નથી૦
સમ સર્વત્ર સ્વરૂપ ન લહાતું
તત્વ તણા દૃઢ ધ્યાન વિના—નથી૦
અભેદ ભાવ નથી દૃઢ થાવો,
અહં-બ્રહ્મના ભાન વિના—નથી૦
સર્વોત્તમ ફળ પ્રદ નથી બીજું,
તત્વ જ્ઞાનના દાન વિના—નથી૦
તત્વ જ્ઞાનના શિખરે ચઢજો,
શાંતિ નથી તે સ્થાન વિના—નથી૦
સમર્થ આવું જ્ઞાન ન મળતું,
શ્રીસદ્ગુરુ ભગવાન વિના—નથી૦

---

૧૩

કોઈ હરિજન હો તો આવોરે ઓ—પંખિડાં,
હરિ હરિ અમને ગવરાવોરે ઓ પંખિડાં—કોઈ૦
આપણ સૌ પંખી છઈએ,
હરિરસનાં વ્યસની થઈએ,
હરિ હરિ ગાતાં ઉડી જઈએરે ઓ પંખિડા-કોઈ૦
હરિરસ મીરાં એ માણ્યો,
એણે ભાવ ભરોસો આણ્યો,
ઝખ મારે પેલો રાણોરે ઓ પંખિડાં-કોઈ૦

જે મુક્તિ જડ અક્કડની.
જક્કી સુક્કા લક્કડની.
ભક્તિ તો બસ ફક્કડનીરે ગો પંખિડા-કો૦ ૯
અસ્થિર મનથી જે દુનીયાં,
એ મન રસિયાજી વસીયા,
**સાગર** હરિના કાસદિયારે ગો પંખિડા-કો૦ ૧૦

---

૧૪

## ( ગઝલ )

શરણ આવી પડેલાંને ગુરો! સંભાળશો ક્યારે?
અમીની આંખડી વ્હાલા! અમો પર ઢાળશો ક્યારે?
તમારા ભક્ત અરજુનને કુરુક્ષેત્રે દીધેલાં જે
પ્રભો! તે આપનાં વચનો, હવે તો પાળશો ક્યારે?
થતી સદ્ધર્મની ગ્લાનિ, છવાતું પાપથી ભારત,
સનાતન ધર્મનું ડિંડિમ, ફરી વગડાવશો ક્યારે?
**परित्राणाय साधुनाम्** કહેલું શ્રીમુખે સ્વામિન્
ધરી અવતાર કલિયુગમાં, પ્રકટ દર્શાવશો ક્યારે?
**अनन्याश्चितयन्तोमाम्**, વગેરે ભાવનાં વચનો,
પુનઃ તે યાદ લાવીને, બિરદ બતલાવશો ક્યારે?
કહ્યું તું સર્વ ધર્મોને, ત્યજી લે તું શરણ મ્હારૂં;
બચાવીશ સર્વ પાપોથી, કહો છોડાવશો ક્યારે?

સુરક્ષા ગાયની કરવા સ્વયં ગોપાલ કહેવાયા,
હવે એ ગાયને માટે, સુદર્શન ધારશો ક્યારે?
ગયા પાતાલમાં વેદો, ગયા યાજક અને યજ્ઞો,
ગયા પર્જન્ય ભૂતલથી કૃપાળો! લાવશો ક્યારે?
ગયું તે યોગબલ સાચું, અને અધ્યાત્મ વિદ્યા ક્યાં,
ગયું તે ક્ષાત્રબલ નાશી, પુનઃ પ્રકટાવશો ક્યારે?
હતી આ સ્વર્ગ સમ ભૂમિ, તમે અવતાર લેતા જ્યાં,
અરેરે! એ બિચારીને, પ્રભો! ઉદ્ધારશો ક્યારે?
લુંટાતી, લાજ ને લક્ષ્મી, સહસ્ત્રાક્ષે નિહાળો છો,
દયાસિંધો! દયા દિલની, પુનઃ રેલાવશો ક્યારે?

---

૧૫

ૐ

કીન્હે મિલા, બાવાજી (૨)
ગોદડી વાળારે, હાંડલી વાળારે;
લકડી વાળારે-કીન્હે.

સબ જગમેં નિઃસ્પૃહ ફીરતે હૈ
ગુપ્ત પણે એ પ્યારારે-કીન્હે.

જીવન્મુક્ત સ્થિત પ્રજ્ઞ દશામેં,
સ્મશાનમેં રહેને વાલારે-કીન્હે.

દુઃખરૂપ દશ્ય પ્રપંચકુ ત્યાગી
નિજરૂપ મેં મસ્તાનારે-કાન્હૈ.

કહત હૈ 'નાના' સુનો મેરે સાધો
ઐસે યોગિ જન વિરલારે-કાન્હૈ.

---

૧૯

જ્ઞાની જ્ઞાન દશાની દોર કદિ ચુકે નહિરે (૨) ટેક
વિધ વિધ વ્યવહારો આચરતાં, સઘળું કરતાં છતાં અકર્તા,
દોર ઉપર જેમ નટ સુરતા ચૂકે નહિરે---જ્ઞાની૦

જળમાં કમળો નિશદિન ન્હાતાં, જળ સાથે તે જળમય થાતાં,
અસંગતા જેમ સંગ છતાં ચૂકે નહિરે—જ્ઞાની૦

હાવભાવ વિધવિધના કરતી આડી અવળી દષ્ટિ ફરતી
હેલ નજરથી યુવતી જેમ ચૂકે નહિરે—જ્ઞાની૦

રસના રસમાં રસમય બનતી, સ્વાદે સ્વાદે તન્મય થાતી,
અલેપતા જેમ લેપ છતાં મુકે નહિરે—જ્ઞાની૦

જ્ઞાની ગુરુ ભગવાન મહાત્મા, પ્રપંચ રૂપ છતાં પરમાત્મા,
નિજ મહિમામાં રમતાં હદ મુકે નહિરે—જ્ઞાની૦

---

૧૭

બ્રહ્મને સદૈવ જેહ પાળે, તે હૃદય અમૃતને ઝીલતાં,
    નિત્ય મહા મસ્તીમાંહી મ્હાલે.
જગતમાં રહ્યા છતાંય, સંયમથી આત્મ બળે,
    રમ્યને પવિત્ર જીવન ગાળે—તે૦

જેના આનંદ તણી ખીલી કળિકા,
    કરમાતી ના કોઇ કાળે—તે૦

તત્વ તણા ચિંતન રસ પોષણને પામતી
    સત્ય વૃત્તિ જેની સદા ફાલે—તે૦

દૈવી બલ કેરૂં પરમ સ્વાદુ ફલ ચાખવા,
    ઝુલતાં જે મેરૂ વૃક્ષ ડાળે—તે૦

પળ-પ્રતિ પળ આત્માની ઉન્નતી સાધવા,
    સતત સત્પ્રયત્ન પથે ચાલે—તે૦

તાપ ત્રય ટાળવાને પરમ શાંતિ ભાળવા,
    ગગન ગુહા માંહી ઢાળો ઢાળે—તે૦

ઉપેન્દ્ર ઉપાસ્ય સાથે એકતાને પામી
    અંતર અદ્વૈતની મઝા લે લે—તે૦

૧૮

# श्रीगुरुदेवनी आरती.

## શ્રી ગુરૂદેવની આરતી.

જય જય સદ્ગુરૂદેવ જય જય દીનબન્ધુ-પ્રભુ૦
કરૂણાળ દયાળ, જય અમૃત સિન્ધુ-જય૦
ભવ ભય હારક નાથ, તારક તમ ત્રાતા-પ્રભુ૦
ષડરિપુ સંહારક પ્રભુ, અભય વચનદાતા-જય૦
ત્રિગુણાતિત તમ દેવ જય જય ભગવન્તા-પ્રભુ૦
શિષ્યજનો પ્રતિપાલક ટાળક દુઃખ હન્તા-જય૦
ભક્તવત્સલ ભગવાન કલ્પતરૂ જાણુ-પ્રભુ૦
કોટિક કિલ્વિષ કાપો, ચિન્તામણિ માનુ-જય૦
ચૌદલોકમાં નાથ પૂજાયા પ્રિતે-પ્રભુ૦
એ કાન્તિની જ્યોતિ ચોંટી અમ ચીત્તે-જય૦
માયાતિત મહેશ સત્ ચિદ્ આનંદા-પ્રભુ૦
યોગ ભોગના ભોક્તા પૂરણ બ્રહ્મ કંદા-જય૦
બ્રહ્મ સ્વરૂપ બ્રહ્માત્મા બ્રહ્માંડે વ્યાપ્યા-પ્રભુ૦
બ્રહ્મ ધ્યાન છે જેનું અમ હૃદયે સ્થાપ્યા-જય૦
માયાવી અમ જીવ માયામાં રમીએ-પ્રભુ૦
માયા જાળો ટાળો બ્રહ્મરૂપે શમીએ-જય૦
દોષ ન જોશો નાથ! કર ગ્રહીને તારો-પ્રભુ૦

રોમ રોમમાં વ્યાપો, પતિત ઉદ્ધારો-જય૦
ભવસાગરથી પાર ઉતારો દેવા-પ્રભુ૦
ચરણ શરણમાં આવ્યાં (૨) કરીએ નિત્ય સેવા-જય.

૧૯

## प्रार्थना.

करचरण कृतं वाक् कायजं कर्मजं वा ।
श्रवण नयनजं वा मानसं वाऽपराधम् ॥
विहितम विहितं वा सर्वमेतत् क्षमस्व ।
जयजय करुणाब्धे श्री महादेव शंभो ॥
वन्दे देव उमापतिं सुरगुरुं वन्दे जगत् कारणम् ।
वन्दे पन्नग भूषणम् मृगधरं वन्दे पशुनाम् पतिम् ॥
वन्दे सूर्य शशांक वन्धि नयनम् वन्दे मुकुन्दः प्रियम् ।
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवशंकरं ॥

૨૦

## पुष्पाञ्जलि.

શ્રી સદ્‌ગુરૂ ચરણ પંકજ પાય લાગું,
આચાર્યશ્રી અવર ભકિત વિના ન માગું,

દુસ્તર ભવાબ્ધિ તરી ભકિતથી મુકિત પામું,
તે ભક્તિ દાન વિણુ અન્ય મને નકામું. ૧
સ્રષ્ટા તમે પરમ શકિત ગુરૂ તમે છો,
આમ અજના જીવન પ્રાણુ તમે પ્રભુ છો.
શાન્તિ તણા પરમ સાગર છો કૃપાળુ.
આનંદ મૂર્તિ ગુરૂદેવ મહા દયાળુ. ૨
સ્થાપિ સનાતન સ્વધર્મ જગે પ્રસારી,
પાખંડ ધૂર્ત મત બૌદ્ધ સમા વિદારી,
પ્રકટયા સ્વયં શિવ જગે મનુદેહ ધારી,
એવા પ્રભુ પૂજન અર્ચન લ્યો સ્વીકારી. ૩
ભકિતની યુકિત પ્રભુ હું રતિએ ન જાણું.
આસકિત પૂર્ણ વિણ શકિત હું મુકિત માગું,
છું ક્ષુદ્ર, આપ યદિ રાજ જગદ્‌ગુરૂ છો?
હું છું તૃપાર્ત વિભુ સિન્ધુ સુધાપતિ છો. ૪
મહા ભાગ્ય જે તવ પદે ચિત્તવૃત્તિ જોડી,
મુકત સ્થિતિ અનુભવે ભવ બંધ તોડી,
જીવ થાય શિવ રૂપ ત્યાગી ઉપાધી સ્વામી.
ને વૃત્તિ રહે વિભુજી બ્રહ્મપદે વિરામી, ૫
સંસાર સાગર સમુત્ત રણૈક મંત્રમ્,
બ્રહ્માદિ દેવ મુનિ પૂજીત સિદ્ધ મંત્રમ,
દારિદ્રય દુઃખ ભય શોક વિનાશ મંત્રમ્.
વન્દે મહા ભયહરં ગુરૂરાજ મંત્રમ્. ૬

પુષ્પાંજલિ કર પ્રભુ ગૃહિ આજ લાવ્યાં,
સ્નેહે સુધા મધુર દર્શન નાથ ભાવ્યાં,
સ્વર્ગીય એ સુખદ દર્શન નિત્ય આપો,
કરૂણા નિધાન ભવકષ્ટ સમસ્ત કાપો. ૭

---

૨૧

પ્યારે હરિ ૐ હરિ ૐ રટને,
તારી વૃથા લવારી તજને. (ટેક)

જળ પ્રવાહ સમ આયુષ્ય તારૂં;
જાય વહી તું સમજને;
ચેત હજુ પણ વખત હાથ છે,
ગોવિંદ ગોવીંદ ભજને–પ્યારે૦

કૃષ્ણ કૃપાએ મળ્યો માનવદેહ,
અક્ષર ભક્તિનું સજને;
ભૂલ્યો તો ચોર્યાશી ફરતાં,
દુઃખ પડશે બહુ તુજને–પ્યારે૦

શક્તિ શરીરમાં છે ત્યાં સુધી,
નાથ નિરંજન રટને;
વૃદ્ધપણે તુજ હાડ ધ્રુજશે,
થશે નહિ રજ ભજને–પ્યારે૦

શિશ નમાવી પ્રભુ ચરણનું.
ધ્યાન હૃદયમાં ધરને;
વિનતી શાનુની શ્રીવર આપો,
ભક્તિ ચરણની અમને–પ્યારે૦



૨૨

એકજ ત્હને પ્રભુ વંદને,
મમ સકળ ઇન્દ્રિ વહી સ્પૃશો, તવ ચરણે આ સંસારને.
આષાઢની ઘન વાદળી, ¹અવૃષ્ટ વર્ષા ભારથી;
નીચી નમી ત્યમ અખિલ મ્હારૂં, મન નમો તમ આંગણે.
નિજ વિવિધ તાલ સમેટી લય, એકત્ર એક પ્રવાહમાં,
મમ ગાન સર્વ વહો સુસંગે, મૌન્ય ²પારાવારમાં.–એ૦
નિજ³સદ્મરતમરાલગણજ્યમ,ગિરિનિલય⁴નિશદિન ઉડે;
મમ નિખિલ જીવન પ્રયાણ ત્યમ, નિજધામ ⁵શાશ્વત
પ્રતિ કરો–એ૦

**કવિસમ્રાટ રવિન્દ્રનાથ**



---

૧ નહિ વરસેલી. ૨ સમુદ્ર. ૩ ગૃહ. ૪ માળા. ૫ હમેશાનું.

૨૩

ભક્તિ વડે વશ થાય, રમાપતિ ભક્તિ વડે વશ થાય,
જો ઇશ્વર વશ થાય નહિ તો જન્મ મરણુ નહિ જાય.
ભક્તિ પરમ સુખનું શુભ સાધન સફળ કરે છે કાય.
ભક્તિ વડે ભગવાન સહુ વશ નિગમાગમ પણ ગાય.
બળિયાના બળરૂપ દયાઘન નિર્બળ થઇ બંધાય,
સંકટ સેવક પર આવે તો ત્યાં ધરણી ધર ધાય.
ભક્તાધીન દયાનિધિ ભૂધર ભક્તિ વિના ન પમાય,
ભક્તિ વિના વ્રત જપ તપ આદિક અફળ અનેક ઉપાય.
ધન યૌવન બળ બુદ્ધિ ચતુરતા, નિર્બળ તે સમુદાય,
રંગ રૂપ કુલ જાતિ વિશેષ ન કરે કોઇ સહાય.
અજામીલ નારદમુનિ શબરી કયાં ગણિકા ગજરાય,
કેશવ હરિની ભક્તિ તણા ગુણ એક મુખે ન ગવાય.



૨૪

અરજ કરે છે મીરાં રાંકડી રે ઉભી ઉભી,
અરજ કરે છે મીરાં બાપડી રે ઉભી ઉભી.
મુનિવર સ્વામી મારે મંદિરે પધારો વ્હાલા,
સેવા કરીશ દિન રાતડી રે ઉભી ઉભી.—અરજ૦
ફુલના તે હાર વ્હાલા, ફુલના તે ગજરા રે,
ફુલના તોરાને ફુલ પાંખડી રે ઉભી ઉભી—અરજ૦

પચ પકવાન વ્હાલા મીરાંબાંને મેવા રે,
ઘેબર જલેબી તલ સાંકળી રે ઉભી ઉભી.—અરજ૦
આવરે સોનાનાં વ્હાલા સોગઠાં ઢળાવું રે,
રમવા આવો તો જાગે રાતડી રે ઉભી ઉભી—અરજ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વ્હાલા,
તમને જોઇ ઠરે છે આંખડીરે ઉભી ઉભી—અરજ૦

---

૨૫

ઘેલાં અમે થયાં રે, બાઇ મ્હારે ઘેલામાં ગુણ લાધ્યું.

આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું મન માયામાં બાંધ્યું,
ભવસાગરમાં ભૂલાં પડયાં ત્યાંતો, મારગે મળીયા સાધુ—ઘે૦

ઘેલાં તો અમે હરિનાં ઘેલાંને નિર્ગુણ કીધાં નાથે,
પૂર્વ જનમની પ્રિત હતી ત્યારે, હરિએ ઝાલ્યાં હાથે—ઘે૦

ઘેલાંની વાતો ઘેલાં જાણે, ને દુર્જનીયાં શું જાણે ?
જે રસ તો દેવોને દુર્લભ, તે રસ ઘેલાં માણે—ઘે૦

ઘેલાં મટીને અમે ડાહ્યાં ન થઇએ ને સન્તોનાં શરણાં લીધાં,
બાઇમીરાં કહે પ્રભુગીરધરના ગુણ કારજ સઘળાં સીધ્યાં—ઘે૦

---

૨૬

# परब्रह्मनुं पूजन

આપે ઓળખો આત્મારામ પૂજન પરબ્રહ્મનું–ટેક.

શુદ્ધ વૃત્તિએ સ્નાન કરાવવું,
ચારુ ચંદન, નિજ વિષે ચિત્ત–પૂજન પરબ્રહ્મનું. ૧

પ્રેમ ભક્તિનાં પુષ્પો ચઢાવવાં,
ધૂપ દિપ નિયમ યમ નિત્ય–પૂજન પરબ્રહ્મનું. ૨

એક આવિર્ભાવની આરતી,
ધરો નિષ્કામ કર્મ નૈવેદ્ય–પૂજન પરબ્રહ્મનું. ૩

મન વશ એજ મંત્ર પુષ્પાંજલી,
ધ્યાન આપ અવરમાં ન ભેદ–પૂજન પરબ્રહ્મનું. ૪

નથી ધાતુ કે કાષ્ટ પાષાણમાં,
નથી જળ સ્થળ જડમાં વિશેષ–પૂજન પરબ્રહ્મનું. ૫

વેદ વચન વારંવાર વર્ણવે,
નથી નામ કે રૂપમાં લેશ–પૂજન પરબ્રહ્મનું. ૬

આખી સૃષ્ટિમાં સઘળે સમાન છે,
આપે ઓળખ્યે પામશો પાર–પૂજન પરબ્રહ્મનું. ૭

જો તું તેનો તો તે થશે તાહરો,
નથી ભેદ તે તુંમાં લગાર–પૂજન પરબ્રહ્મનું. ૮

---

૨૭

બાંધ્યા પ્રભુથી ન નેડા, ઓ જીવડા કરશો હવે શું ? ટેક
બાંધ્યા તેં બંગલાને, બાંધી વખારો.
        બાંધ્યાં તેં માળીયાં ને મેડા—ઓ જીવડા૦

અહીંનું અહીં બધું જાશે રહી જાય,
        જમડાનાં આવશે તેડાં—ઓ૦

ભક્તિનાં ભોજન તેં ના આરોગ્યાં,
        ખાધાં તેં બરફીને પેંડા—ઓ૦

વરણાગીનો તો પાર નથી રાખ્યો,
        ચાલ્યા છો વાંકાને ટેડા—ઓ૦

રાત કે દિવસ કદિ પ્રભુને ભજ્યા નહિ,
        કીધા વ્યવહારના બખેડા--ઓ૦

સંસાર પ્રીતિથી બાંધી તેં ગોઠડી,
        પ્રભુથી કીધા છુટા છેડા--ઓ૦

હજીએ પ્રભુથી પ્રિત સાચી બંધાશે,
        તો પાર ઉતારશે એ બેડા--ઓ૦

---

૨૮

રાગ ધનાશ્રી. ( દૃઢ વૈરાગ્યને ધાર )

પળ પળ ભજ પરબ્રહ્મ, મનવા પળ પળ ભજ પરબ્રહ્મ-ટેક
નહિરે ટકે તારૂં માટીનું ખારડું, ચેતી લે હાં એકદમ-મ૦
કાયમ ઘરમાં તું ઘર કરી લે, ભાઇ સફલ કરી લે જન્મ-મ૦
બાહ્યાંતર કર જપ દાસોઽહં, પ્રીતે ધરવજે કદમ-મ૦
જ્ઞાન વિરાગે હરિ હર રટજે, આદિને અંતે ઓમ્-મ૦
સતચિત્ પરમાનંદ ઝલટતાં, જાગે છે સૂર સોહમ્-મ૦

---

૨૯

થાશો ન નાથજી નમેરા, અરજ મારી અંતરે ઉતારો;
પોતાનાને ન કરો ન્યારો, અરજ મારી અંતરે ઉતારો-ટેક.

આપજો વિવેક મને પહેલાં હું માગું છું,
હાંરે જેથી જોઉં હું ભવનો કિનારો-અરજ.

મિથ્યા આ મોહ મારો હૃદય તણો નિસરે,
હાંરે મને એવા વૈરાગ્યે શણગારો-અરજ.

વિષયોમાં ધાતાં મારાં મનકરણ રોકવા,
હાંરે મારી કટીએ શમ દમ શસ્ત્ર ધારો-અરજ.

શંકાના શલ્યથી હું નિશદિન રીબાતો,
હાંરે મને શ્રદ્ધાની સેજમાં સુવાડો-અરજ.

સચરાચરે પ્રભુ પ્રેમ પ્રગટાવજો,
હાંરે મારા દ્વેષ તણા મુળને વિદારો—અરજ.
અમૃત ભરજો મારી વાણિમાં ને ઉરમાં.
હાંરે દેશો બળના વદવાને બોલ ખારો—અરજ.
સત્કર્મ કાયા વાણિ મનથી કરાવજો,
હાંરે મારી પળ પળ શુભ કૃતિથી સુધારો—અરજ.
પરહિત કરવાની મને નિત્ય મતિ આપજો,
હાંરે એવા દેજો પ્રસંગ પણ હજારો—અરજ.
મુજમાં ને સહુમાં જોઉં નિશદિન હું આપને,
હાંરે એવા અધ્યાત્મબળને વધારો—અરજ.
બીજું આ વિણુ દેવું હોય જે તે આપજો,
હાંરે આજે પુત્રમાં પ્રેમને પ્રસારો—અરજ.
દેવા સમાન નથી ઉત્સવ દાતાને બીજો,
હાંરે સર્વજ્ઞાતા આગળ શો લવારો—અરજ.
દાતાના દાતા હરિ માગવાનું એટલું.
હાંરે ફરી માગવાનો નાવે કદી વારો—અરજ.

---

૩૧

પ્રભુ એ નથી લેશ અળગો,
વ્યાપક બ્રહ્મ વ્યાપી રહ્યો છે—ટેક.

જીવન જગતને માયાનું મુળ કયાં,
હાંરે એનું ચક્ષુએ રૂપ નથી ચઢતું–વ્યાપક૦
સત્ય સ્વરૂપમાં ડાઘ કયાંથી દેહનો,
હાંરે એનું મુળ મંડાણુ નથી જડતું–વ્યાપક૦
હું કોણુ. કયાંથી અને જાઊં હવે કયાં,
હાંરે મને કયાંથી વ્યવહાર દુષ્ટ વળગ્યો–વ્યાપક૦
જ્ઞાન દિપક થકી દિલમાંહી દેખીએ,
હાંરે "અહં" ભાવ સમુળો સળગ્યો–વ્યાપક૦
વૃત્તિ, વાણિના વેગ થકી વેગળો,
હાંરે નિત્ય નામને રૂપ થકી ન્યારો–વ્યાપક૦
અણુથી આભ લગી એકલો ને એકલો,
હારે બધે પૂરણ બ્રહ્મ છે એ પ્યારો–વ્યાપક૦
કર્મોના ધર્મોને એહ નથી ધારતો,
હાંરે નથી ગઢ–ગગનમાં ને વનમાં–વ્યાપક૦
અજ્ઞાનીઓ થકી આઘો રહે છે,
હાંરે તત્વવેત્તા જાણે નિજ તનમાં–વ્યાપક૦
અગમ અગોચર ચરાચર ચિત્તમાં,
હાંરે ભાગ, ત્યાગના ભેદ થકી જોયો–વ્યાપક૦
પરમાનંદ દયા વડે, ભેદ જાણ્યો બ્રહ્મનો,
હાંરે હું ખોળતાં ખોવાઇ ફરી ખોયો–વ્યાપક૦

---

૩૧

## રાગ જય જય જગદીશ ઈશ શરણુ તુમારી.

ધન્ય ધન્ય ધન્ય આજ દિન આનંદ કારી,
સમ મિલે તબ સત્ય ધર્મ ભારત પ્રચારી ધન્ય૦ ટેક
હૃદયે હૃદયે તોમારી ધામ, દિશિ દિશિ તબ પુણ્ય નામ
ભકત જન સમાજ, આજ સ્તુતિ કરી તોમારી–ધન્ય૦
નાહિ ચાહિ ધન જન માન, ચાહિ એક ભક્તિ દાન
પ્રાર્થના કરે તોમારે આકુલ નર નારી–ધન્ય૦
તબ પદે પ્રભુ લઈનું શર્ણ, કોભય વિપદે કિભય મર્ણ
અમૃતેર ખની પાઈનુ જખન, જય જય તોમારી–ધન્ય૦

---

૩૨

### થાળ

### રાગ–ભીમપલાસ તાલ–દાદરા.

પ્રભુ ભાવના ભૂખ્યા, પ્રભુ ભાવના ભૂખ્યા,
પ્રભુ ભાવના ભૂખ્યા–ટેક
ભકતને સુખે સુખી, ભકતને દુઃખે દુઃખી,
હૃદયમાં તમે વસ્યા–પ્રભુ૦
શબરીનાં એઠાં બોર, વિદુર કેરી ભાજી,
દયાળુ આપ શ્રી જમ્યા (૨) પ્રભુ૦
અર્જુનકેરા સારથી, દામાજી ઘરે મ્હાર થઈ,

વ્હાલે કેવાં કેવાં રૂપ ધર્યા (૨) પ્રભુ૦
નરસિંહના કામ કર્યાં દ્રૌપદિનાં ચીર પૂર્યાં,
તુકાને સ્વપ્ને સાંપડ્યા (૨) પ્રભુ૦
વિનવું હું કૃપાળુ પ્રભુ, તાર્યા તમે ભક્ત બહુ,
જેણે ભાવથી ભજ્યા (૨) પ્રભુ૦
ઘડીએ ઘડીએ અમે ભજે, હૃદયે ભાવના વધે,
સંસાર સાગરે સડ્યા (૨) પ્રભુ૦
ન્યાત જાત કર્મ ધર્મ, રાખેંગા ન તેં કાંઇ મર્મ,
એવાં બિરદ આપનાં ભર્યા (૨) પ્રભુ૦
જેવો તેવો તોય તમારો, ભુલવણીમાં હું ભમનારો
નાથ! કરો હવે દયા (૨) પ્રભુ૦

---

૩૩

## આરતી

ૐ જય આનંદ મૂર્તિ પ્રભુ જય આનંદ મૂર્તિ
કેવળ બ્રહ્મ સ્વરૂપ (૨) બ્રહ્માંડને ભરતી-ૐ જય૦
પૂરણ જ્ઞાન સ્વરૂપ છો અંતર્યામિ,
પ્રભુ છો અંતર્યામિ.
પરમાનંદ પ્રભુજી (૨) પ્રણમું શીર નામિ-ૐ જય૦
શું ઊતારૂં હું પ્રભુ આપ તણી આરતિ,
પ્રભુ આપ તણી આરતિ.
જ્યાં રાત્રે શશિ, દિનમાં (૨) રવિથી ઉતરતી-ૐ જય૦

શું અરપું પ્રભુ ભેટ છે સઘળું ત્હારૂં.
પ્રભુ છે સઘળું ત્હારૂં.
તુજ લાયક ત્રિભુવનમાં (૨) કશુંએ નવ ભાળું-ૐ જય૦
સ્વતઃ સુખી સંપૂર્ણ શું હું સેવ કરૂં,
પ્રભુ શું હું સેવ કરૂં.
વેદ શેષ થાકે જ્યાં (૨) શું હું સ્તુતિ ઉચરૂં-ૐ જય૦
ક્યાં વિભુ તું જગરાય ક્યાં હું રંક રણું,
પ્રભુ ક્યાં હું રંક રણું,
અંજલિમાં અંતે હું (૨) મ્હારૂં સર્વ ગાણું-ૐ જય૦

---

૩૪

# प्रार्थना.

કર્પૂર ગૌરં કરૂણાવતારં સંસારસારં ભુજગેન્દ્રહારં ।
સદા વસંતં હૃદયારવિંદે ભવં ભવાનિ સહિતં નમામિ ॥

મંગલં ભગવાન વિષ્ણુ મંગલં ગરુડધ્વજઃ ।
મંગલં પુંડરિકાક્ષો મંગલાય તનો હરિઃ ॥

સર્વ મંગલ માંગલ્યે શિવે સર્વાર્થ સાધિકે ।
શરણ્યે ત્ર્યંબકે ગૌરિ નારાયણિ નમોઽસ્તુતે ॥

---

## ૩૫

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન હરણ ભવભય દારૂણં,
નવકંજ લોચન કંજ મુખ કર કંજ પદ કંજારૂણં,
કંદર્પ અગણિત અમિત છબિ નવનીલ નીરદ સુન્દરં,
પટપીત માનહુ તડિત રૂચિ શુચિ નૌમિ જનક સુતા વરં,
શિર કિરિટ કુન્ડલ તિલક ચારૂ ઉદાર અંગ વિભૂષણં,
આજાનુભૂજ શરચાપધર સંગ્રામજીત ખરદૂષણં.
ભજ દીનબંધુ દિનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં;
રઘુનંદ આનંદ કંદ કૌશલચંદ દશરથ નંદનં.
ઇતિ વદતિ તુલસીદાસ શંકર શેષ મુનિમન રંજનં;
મમ હૃદય કુંજ નિવાસ કરી કામાદિ ખલદલ ગંજનં.

---

## ૩૫

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં દેવદેવ ॥
કાયેનવાચા મનસેન્દ્રિયૈર્વા, બુધ્યાત્મના વા પ્રકૃતેઃ સ્વભાવાત્ ।
કરોમિ યદ્યત્ સકલં પરસ્મૈ નારાયણાયેતિ સમર્પયામિ ॥

---

## ૩૬

### ધ્રુપદ.

શાંતિ: શાંતિ: ૐ શાંતિ:
પ્રકટો સહુમાં સ્વરૂપ કાંતિ
ભાંગો સ્થાણુ પુરુષ ભ્રાંતિ—શાંતિ૦
સર્વ તણું લક્ષ્ય સ્થાન શિરોમણિ આત્મજ્ઞાન,
કરવા પાન વળજો ધ્યાન—શાંતિ૦
સ્વરૂપ ધ્યાનને દિવ્ય જ્ઞાનને
સદ્ય પામજો ક્લેશ વામજો,
સર્વ તણા અંતરમાં પ્રભુ વિરામજો
અંતર શુભેચ્છા સર્વની સફલ થજો—શાંતિ૦

---

**સમાપ્ત.**

# हरि–गुरुदेवनी धूनो.

જય જય દીનાનાથ દીનબન્ધુ, જય જય કેશવ કરૂણાસિન્ધુ.
જય જય ગુરૂદેવ સ્વામી, જય જય સદ્‌ગુરૂ અંતરયામી.
ૐ ગુરૂ ૐ ગુરૂ ૐ ગુરૂદેવ, દત્ત નિરંજન જય ગુરૂદેવ.
ગોવિન્દ ગોવિન્દ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ.
હરિ હરિ રાધા ગીરીધર, ગોવિન્દ ગોપાળ વાસુદેવ,
હરિ હરિ શિવશંકર, ગંગાધર હર મહાદેવ. હરિ હરિ૦
નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાનઃ મુક્તાબાઈ,
એકનાથ, નામદેવ તુકારામ તુકારામ.
સામ્બ સદાશિવ સામ્બ સદાશિવ સામ્બ સદાશિવ સામ્બશિવા,
હર હર હર હર સામ્બ સદાશિવ, સામ્બ સદાશિવ સામ્બ શિવા.
હરિ જમુનાજી કે તીર બજાવે બેનુ બજાવે બેનુ,
હરિ ગોવાળોંકી સંગ ચરાવે ધેનુ ચરાવે ધેનુ.
હરિ ૐ હરિ બોલો, હરિ બોલો ભાઇ,
ગુરૂ ૐ ગુરૂ બોલો, ગુરૂ બોલો ભાઇ.
રાધા કૃષ્ણ ભજ કુંજ વિહારી મોરલીધર ગોવર્ધન ધારી.

ॐ ગુરૂજી

આજેજ ગ્રાહક થાઓ ! અવશ્ય નામ નોંધાવો

ભારતીય વેદાન્ત તત્વદર્શનનો વિદેશમાં વિજ-
ધ્વજ ફરકાવનાર સ્વામીજી શ્રી વિવેકાનંદ
રચિત ભક્તિ-તત્વનું સુંદર રીતે પ્રતિપાદન
કરતું-સાચો ભક્તિમાર્ગ બતાવતું

ઉત્તમ પુસ્તક

# સચિત્ર भक्ति-रहस्य સટીક

અનુવાદકઃ-શ્રી રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

સમ્પાદકઃ કર્મવીર. અમદાવાદ.

રોયલ સોળપેજી સાઇઝનાં લગભગ સવાસો પૃષ્ઠ-
આ જ્ઞાનપ્રદ પુસ્તકનું મૂલ્ય ફક્ત ૦-૮-૦ની રાખવા
આવ્યું છે. પોસ્ટેજ જૂદું પડશે. ૦-૯-૦ ટીકીટો મોકલ
નારને સુગમ પડશે. ભક્તિમાર્ગના પ્રવાસી શ્રી વિવેકા
નંદજી તમને કેવો સુંદર ભક્તિ-માર્ગ બતાવે છે તે
જુઓ ! ભક્તિ-જ્ઞાન પ્રચાર કરવાના સદુદ્દેશ્ય અર્થે મંડળે
પ્રકટ કરેલા કોઇપણ પુસ્તકની સામટી પ્રત લેનાર
કેવળ પડતર કિમ્મતે મળશે. લખોઃ-

પ્રકાશકઃ-

**શ્રી પાગલ ભજન મંડળ**

રાયપુર ચકલા, અમદાવાદ.